# ખંભાતી ખત્રીની ન્યાતના

# ધારાની ચોપડી.



આવૃત્તિ પહેલી        પ્રત ૨૦૦



ન્યાત તરફથી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ખત્રી રણછોડદાસ અંબારામ પટેલ.

ગલેમંડીની ગોળ શેરી,—સુરત.



આ ધારાની ચોપડી ન્યાતમાં ઘર દીઠ દરેકને
ત્યાં આપવામાં આવી છે.

સુરત ભાગાતળાવમાં આવેલા ધી "રાંદેર" પ્રિન્ટીંગ
પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.

સને ૧૯૧૬

# સુરતના ખંભાતી ખત્રીની પંચના ધારાઓ.

સંવત ૧૯૭૨ના કારતક શુદ ૧૧ને વાર બુધે ખંભાતી ખત્રીની પંચ ત્રંબકનાથના દેરામાં મળી હતી. તેમાં થયલા ઠરાવોની વીગત નીચે મુજબ.



## કલમ ૧ લી.

વિવાહ સહી થાય તે છોકરાના બાપ પાસેથી રૂા. ૧) તથા છોકરીના બાપ પાસેથી રૂા. ૧) લઇને વસતારીઆ હોય તે જુમલે રૂા. ૨) લાવીને પટેલ રણછોડદાસને ત્યાં નામ નોંધાવીને પટેલના હાથની ચીઠ્ઠી લઇ જાય તે ચીઠ્ઠી બ્રાહ્મણને ત્યાં આપી આવે તેનો પડો બ્રાહ્મણ લઇને વિવાહ જોડાવવા જાય.

## કલમ ૨ જી.

**વિવાહના વસતારાના હક.**

રૂા. ૦। વિવાહ સહી કરામણી છોકરાના બાપ પાસેથી લેવો.

રૂા. ૦ા વિવાહ જોડાય તે દીવસના પડાનો.
રૂા. ૧ાા વિવાહ જોડાય તેના હુકનો વસતારીઆનો.

---

રૂા. ૨) જુમલે લેવા.

**મા દીકરા તથા જન બોલાવવાની વીગત.**

જે છોકરીનું કારણુ હોય તેનોજ મા દીકરો બોલાવી વહીવટ કરે.

જે છોકરીની રીત કરી હોય તેનોજ મા દીકરો બોલાવે, બીજાનો બોલાવાય નહીં.

૧લો. મા દીકરો વિવાહનો બોલાવે.

૨જો. મા દીકરો ગાગેરનો બોલાવે.

૩જો મા દીકરો કેરીનો બોલાવે.

૪થો. મા દીકરો લગન પછી દીવાસાનો બોલાવે.

છોકરાવાળા જન બોલાવે તે પણ ઉપરની વિગતે બોલાવે.

ત્યારથી પાંચમીવાર મા દીકરો તથા જન બોલાવે તો નાતના ગુનાના રૂા. ૫ા) લેવામાં આવશે.

**કલમ ૩ જી.**

વિવાહના રૂા. ૭ાાા છોકરાના બાપ પાસેથી બ્રાહ્મણ લે. તેમાંથી નાતના રૂા. ૩) નાત ગોરને આપે તે નાત ગોર રૂા. ૩) મોતીરામ પ્રેમચંદને ત્યાં જમે કરાવી આવે.

## વિવાહની વિગત.

કારતક શુદમાં સહી થાય.

કારતક વદમાં વિવાહ જોડાય.

એ સિવાય આગળ પાછળ કોઈપણ વિવાહ સહી કરે છે તે કોઈ કરે નહિ ને કરશે તો નાતના ગુનામાં આવશે. તે ગુનાના રૂપીઆ પા] લેવામાં આવશે.

## વિવાહની વિગત. તથા બ્રાહ્મણનું દાપુ.

| | | |
|---|---|---|
| ૭ા~ાા | ૧ા૦ા | બ્રાહ્મણનું દાપુ. |
| | ૨ાા | પાટલાના. |
| | ૦)૦ાા૧ | છોકરીને ટકો ૧. |
| | ૩) | નાતના. |
| | ૦)~ા૧ | નાત ગોરના પૈસા સાત. |
| | ૦)૦ાાા | ગણેશના. |
| | ૦)૦ાાા | ગોતરેજના. |
| | ૦)૦ાાા | વસતારીઆના. |
| | ૦)૦ાાા | પરાના. |
| | ૦ા૦ા | રાતની પુંજાના. |

૭ા~ાા જુમલે.

જે બ્રાહ્મણ વિવાહ જોડાવતી વખતે હાજર હોય તેને દક્ષણા આપવી. ને જે બ્રાહ્મણ હાજર નહિ હોય તેની દક્ષણા માગે તો પણ આપવી નહીં.

## કલમ ૪થી.

પોલકા ટોપી કરે છે તે કોઈ પણ કરે નહીં અને કરે તો નાતના ગુનાહમાં આવશે. અને કરે તેની પાસેથી રૂ૦ ૫) નાતમાં લેવામાં આવશે.

## ઓઢણી ઘાઘરીની વીગત.

વેહવા થયા પછી એકવારના રેશમી ઓઢણી ઘાઘરી કરે ફરી કોઇ પણ સગાને ત્યાં લગ્ન-વેહવાનો ખરચ હોય કે જાતે છોકરીનાં બાપને ત્યાં ખરચ હોય તો કરે નહિ. ને કરસે તો રૂ૦ ૧૦। નાતમાં લેવામાં આવશે.

ઓઢણી ઘાઘરી એક વખતની કરે. ગોઠે આડે દહાડે તાણું હોય તેવારે કરે. ફાવે તો લગ્ન-વેહવા હોય ત્યારે કરે. પણ એક વારથી ફરી બીજી વાર કોઈ કરે નહીં. અને છોકરી ઉમ્મર લાયક થયા પછી તેના સાસરીયા રેસમી લુગડુ કરે છે તે કરવાનું કાયમ રાખ્યું છે.

## કલમ ૫મી.

## લગ્નના વહીવટની વીગત.

લગ્નમાં ન્યાત જમાડવાની હોંશ હોય તો તે ખુશીથી જમાડે ને નાખુશી હોય તો લગ્નનો વહીવટ કરીને બેસી રહે અને ન્યાત કરે તો સુરાપાન કોઈ વાપરે નહીં. અને વાપરે તો નાતના ગુનાહના રૂ૦ ૨૫) લેવામાં આવશે.

અને કોઇને ત્યાં નાતનો ખર્ચ હોય ને નાત જમતી હોય અને બૈરાં પંગતમાંથી ઉઠીને પોતાના સગાને ત્યાં સુરાપાન કરવા જાય છે તે બંધ. અને જસે તો બોલાવનાર નાતના ગુનાહમાં આવશે અને તેની પાસેથી રૂ૦ ૫ા લેવામાં આવશે.

ન્યાતમાં કોઈ છાંડે નહિ ને છાંડે તો નાતના ગુનાહમાં આવસે. તે ગુનાહનો આનો ૦ાા લેવામાં આવશે.

ઘરડાઓને પાટે બેસવા બોલાવે છે તે વહીવટ બંધ. અને જે બોલાવશે તે નાતના ગુનાહમાં આવશે. તે ગુનાહના રૂ૦ ૧૫ા લેવામાં આવશે.

પરણી રહ્યા પછી વહાયગીરી વખતે બૈરાંઓ ભુંડાણું ગાવા જાય છે તે બંધ. અને ભુંડાણું ગાવા જશે તો ઘરધણી નાતના ગુનામાં આવશે તે ગુનાના રૂપીઆ પા) લેવામાં આવશે.

## ગોરવ નોતરવા જવાની વીગત.

ગોરવ નોતરવા પાંચ બૈરાં જાય પાંચથી વધુ મોકલે નહીં, અને વધુ મોકલે તો ન્યાતના ગુનાહમાં આવશે. તે ગુનાહના રૂ૦ ૧૦ા લેવામાં આવશે.

## ગોરવ જમવા બોલાવવાની વીગત.

૧. કોઈની ખુશી હોય તો ન્યાત સમસ્ત કહે.
૨. કોઇની ખુશી હોય તો સાજન સાથે કહે.
૩. કોઇની ખુશી હોય તો માદીકરા સાથે કહે.

ચાંદલાના વેહવારમાં જન્મગુંતી વપરાય નહિ ને જે વાપરસે તે નાતના ગુનાહમાં આવશે, તે ગુનાહના રૂા૦ ૧ા લેવામાં આવસે.

## છોકરાના તથા છોકરીના લગનની નાતમાં રૂપીઆ લેવાય છે તેની ચાલુ વિગત.

૧. વરના બાપ પાસેથી  રૂા. ૨)

૨. કન્યાના બાપ પાસેથી  રૂા. ૨)

---

૪

જુમલે રૂપીઆ ચાર બ્રાહ્મણ લઈને નાત ગોરને આપે તે રૂપીઆ મોતીરામ પ્રેમચંદને ત્યાં જમા કરાવી આવે છે.

## લગનમાં ગોરનું દાપુ.

## છોકરાના લગનમાં ગોરના દાપાની વિગત.

| | | | |
|---|---|---|---|
| ૪] | ઘર દાપુ | ૧) | વેદાંતનો |
| ૦॥ | ગ્રહસાંતક તથા પરચુરણ | ૦)≋ | પુંજાના |
| ૦॥ | પરખતના | ૦)= | વરૂણી તથા વહુનની પુંજાના |
| ૧॥ | ગોર ધોતીઆનો | ૨) | નાતના |
| | | ૦)= | બ્રાહ્મણના |

જુમલે રૂપીઆ ૬॥≋ બ્રાહ્મણને આપવા.

## છોકરીના લગનની હાપાની વીગત.

| | |
|---|---|
| ૪ ઘર હાપુ | ૦)≋ પુંજામાં |
| ૧ વેહાંતનો | ૦)~ વરૂણી તથા વહુનની પુંજા |
| ૦।= ગ્રહસાંતકના | ૨) નાતના |
| ૦॥ ખુંતાના | ૦)= બ્રાહ્મણના |

જુમલે રૂપીઆ ૮।~ બ્રાહ્મણને આપવા.

## ગ્રહસાંતેકની વીગત.

લગ્નમાં ગ્રહસાંતેક કરે છે તે ગોઠે બે જણ કરાવે ગોઠે ચાર જણ કરાવે ને મોહ્ડ ઘાલે છે તે ઘરમાં બે હોય કે ચાર હોય ગમે તેટલા ઘાલે ને છોકરો તથા છોકરીઓ પરણાવી લે. તેની રોકાણ થાય નહિં ને રાતમાં પરણાવી લે. શવાર પાડે તો ઘરધણી ન્યાતના ગુન્હામાં આવે.

ન્યાત જમતી હોય ત્યાં આગળ કોઈ પણ હુલ્લડ તોફાન કરે નહીં. ને એમ કરતાં કોઈ પણ હુલ્લડ તોફાન કરસે તો ન્યાતના ગુન્હામાં આવશે તે ગુન્હાનો રૂપીઓ ૧। લેવામાં આવશે.

લગનમાં ૧ છોકરો પરણાવે તેનું આખું હાપુ ને તેની સાથે છોકરી બે અથવા ચાર લગન હોય તો હોઢું હાપુ આપવું.

વેહવા અટકાવ પ્રસંગે મોડા વહેલા કરે તથા લગ્ન કરવાના હોય ને તે ધણીને વેહવાનો જોગ ન આવતો હોય તો વેહવા કરી લે.

## મોસાળીઆ મનાવવાની વીગત.

જેના મોસાળ પક્ષમાં વિરૂધ્ધનો ભાગ હોય તો લગ્ન પ્રસંગે અથવા કારણુ પ્રસંગે તેને મનાવવા જાય.

બીન તકરારી આવતા જતાં હોય તેને ત્યાં નવો રીવાજ કાઢીને મોસાળીઆને મનાવવા જાય છે તે જાય નહિં. ને એમ કરતાં મનાવવા જસે તો નાતના ગુન્હામાં આવશે.

## જાગ વાવે એકુવરા વાવે તેનું બ્રાહ્મણનું દાપુ.

૧॥ જાગને.

૧) સામાનનો.

કુલ્લે રૂા. ૨॥

## છોકરીઓના ચાંદલા વરતની વિગત.

છોકરીઓ ચાંદલા વરત લે છે તે પુરૂં થાય ત્યારે તેના સાસરે દાબડો આપી આવે અને તેની સાથે રૂા. ૧] દાબડામાં મેલીને આપવા જાય અને એક રૂપીઆના રીવાજથી બીજો રૂપીઓ વધારે મેલે તો નાતના ગુનાહમાં આવે તે ગુનાહના રૂા. ૨॥] લેવામાં આવશે.

અને દાબડા સાથે ચાંરણી લઇ જાય તો નાતના ગુનામાં આવશે. તે ગુનાહના રૂા. ૫॥] લેવામાં આવશે.

નાતમાં પહેલ વેહલા છોકરી રજસ્વલા થાય તે વખતે સાસરે મેલવા જાય છે. ત્યારે ભાણું મંડાવે નહીં અને પાછું તેડવા જાય છે તે વખતે પણ ભાણું મંડાવે નહી. જે

કોઇ મંડાવશે તો નાતના ગુનાહમાં આવશે તે ગુનાહના રૂા. ૫ા) લેવામાં આવશે.

## કલમ ૬ ઠી.

જે કોઇને ત્યાં સીમંત આવે તો ખોળાની રીત કરીને બેસી રહે. અને નાતના ઉપરાંત થઇને શ્રીમંત કરે તો રૂા૦ ૫૧) ન્યાતમાં આપે ને ન્યાત જમાડે તો સુરાપાન વાપરે નહીં અને વાપરે તો ગુનાહમાં આવસે. તે ગુનાહના રૂા૦ ૨૫) લેવામાં આવશે અને ઘરડાઓને પાટે બેસવા બોલાવે છે તે બંધ. અને બોલાવસે તે નાતના ગુનાહમાં આવસે અને તે ગુનાહના રૂા૦ ૧૫ા લેવામાં આવશે.

રૂા૦ ૫૧) આપીને ખરચ કરવાને તૈયાર થાય ને છોકરીના બાપને એમ કહેસે કે હું નાત કરૂં છું તમે મોશાળુ કરો. ને છોકરીનો બાપ વેહવાઈના કહેવાથી મોસાળુ કરે તોએ જમાઈને રૂા૦ ૫) આપે પણ સગાંવહાલાને કોઇને વેહેંચે નહીં ને એમ કરતાં વેહેંચે ને જમાઈને રૂા૦ ૫)થી વધારે આપે તો છોકરીનો બાપ નાતના ગુનાહમાં આવસે. તે ગુનાહના રૂા૦ ૧૫ા લેવામાં આવસે.

નાતના રીવાજ પ્રમાણે ખોળાની રીત કરે ને એ ઉપ્રાંત કોઇ પણ ઉપાધી કરે ને ૧૦૦ કે ૨૦૦ માણુસ જમાડે તો ન્યાતના ગુનાહમાં આવસે તેના ગુનાહનાં રૂા૦ ૨૫) લેવામાં આવસે.

## સીમંતના ખોળાની રીતનું ગોરનું દાપુ.

૨) ખોળાનું દાપુ.
ાા ખોળાના સામાનનો.
કુલ્લે રૂા. ૨ાા

## માંઈ અવનના ખોળાનું બ્રાહ્મણનું દાપુ.

૪) માઇ અવનના.

## કલમ ૭મી.

## શીમંતમાં પહેલો છોકરો કે છોકરી આવે તેની રીતની વીગત.

શીમંતમાં પહેલવહેલા છોકરો કે છોકરી આવે તો કોપરા બોલાવે નહીં લાપશી ઘી જમાડે નહીં ને જમાડે તો નાતના ગુનાહમાં આવશે. તે ગુનાહના રૂા૦ ૨પા લેવામાં આવશે.

હજામડી વધામણી ખાવા જાય નહીં અને એમ કરતાં મોકલસે તો નાતના ગુનાહમાં આવશે તે ગુનાહના રૂા૦ પાં લેવામાં આવશે.

કન્ની શાંકળા છોકરાની ફોઇ લઇને જાય. એની સાથે બીજુ કોઈ જાય નહીં. જાય તો નાતના ગુનાહમાં આવશે તે ગુનાહના રૂા૦ ૧પા લેવામાં આવશે.

ચાલુ સુવાવડના કોપરા કોઇ પણ બોલાવશે તો નાતના ગુનાહમાં આવશે. તે ગુનાહના રૂ૦ ૧૦૧ લેવામાં આવસે.

જે કોઈને ત્યાં શીમંતનો છોકરો આવે કે આઠ દહાડે છોકરો આવે તેને ત્યાં હીજડાં નચાવીને સુરાપાન કરવા બોલાવીને દરવાજે લઈ જાય છે તે બંધ. ને જે કોઈ નાતના કરાર ઉપ્રાંત ચાલશે તો નાતના ગુનાહમાં આવસે તે.ગુનાહના રૂ૦ ૧૦૧ લેવામાં આવશે.

## કલમ ૮મી.

## નાતરાની વીગત.

જે દીવસે નાતરાંનો ચાંલ્લો કરે છે તે દીવશે સગાં વહાલાને નોતરા કહેતા હતા તે નાત તરફથી બંધ છે. તેમજ કન્યાના બાપનેતાં પકવાન તથા સુરાપાન મોકલવાનું નાત તરફથી બંધ કર્યું છે તે ઉપરાંત કોઈ પણ કરસે તો નાતના ગુનાહમાં આવશે. તે ગુનાહના રૂ૦ ૧૦૧ લેવામાં આવશે.

આઠમો દીવશ નાત તરફથી બંધ કર્યો છે અને નવમો દિવશ કરે છે તે પણ નાત તરફથી બંધ કર્યો છે. તે ઉપ્રાંત કરશે તો નાતના ગુનાહમાં આવસે તે ગુનાહના રૂ૦ ૧૫૧ લેવામાં આવસે.

નાતરૂ થયા પછી જમાઇને જમવા બોલાવે છે તે દીવસે જમાઇને રૂા૦ ૫) આપે એની ઊપ્રાંત આપે નહી. તેમજ કોઇ સગાને વેહેંચે પણ નહીં. નાતના રીવાજ ઉપ્રાંત ચાલસે તો નાતના ગુનાહમાં આવસે તે ગુનાહના રૂા૦ ૭ા લેવ.માં આવશે.

નાતરે ગયા પછી આઠ દીવશ સુધી એના સગાંઓ જમવા બોલાવે છે તે બોલાવે નહીં અને બોલાવસે તો નાતના ગુનાહમાં આવસે તે ગુનાહના રૂા૦ પા લેવામાં આવસે.

## આપણી ન્યાતમાં નાતરા થાય છે તેની ચાલુ વીગત.

નાતરામાં નાતની હાંસલના રૂા૦ ૯)

આઠમાં દીવશના. રૂા૦ ૧૬)

પડીકાનો રૂા૦ ૧ાા

ઘરડાના રૂા૦ ૧૦)

ઘરડાના બે દીવશના રૂા૦ ૪) ચાંલ્લો ત્થા નાતરાના પટેલના રૂા૦ ૨) ચાંલ્લાના દીવસના ત્થા નાતરાના દીવશના રૂા૦ ૨) જુમલે રૂા૦ ૪) બે પટેલના ત્થા ટેલીયાના રૂા૦ ૨) ચાંલ્લાના દીવશના ત્થા નાતરાના દીવશના ખાવાને રૂા૦ આપે છે તેની ચોથઈ નાતમાં લેવામાં આવે છે.

અને છોકરીના બાપ પાસેથી રૂા૦ ૧૦) નાતમાં લેવાય છે ખાવા લે છે તેના.

કાચી ચુડીના રૂ૦ ૧૬) નાતમાં લેવાય છે વગર છોકરાવાળી કન્યા રંડાય ને નાતરે જાય તેનું અરધુ દેજ તે છોકરીના સાશરે પાછુ અપાય છે ખીચડાના રૂ૦ ૧૬) છોકરીના બાપને અપાય છે. પાટલાના રૂા. ૨ા) છોકરીના બાપને અપાય છે.

દાના છાંટનારીને રૂ૦ ૨) અપાય છે.

બ્રાહ્મના દાપાના રૂ૦ ૩] અપાય છે.

વશતાડીઆને રૂ૦ ૧૦) અપાય છે અને એકપર બીજી કરે તેનું દબળ અપાય છે.

એક કન્યા ઉપર બીજી કરે છે તેની પાસેથી નાતમાં હાંશલ દબલ લેવાય છે.

## બહાર ગામની કન્યા લાવે છે તેની વીગત.

આપની નાતમાં બહાર ગામની કન્યા નાતરૂ કરી લાવે અથવા લગ્ન કરી લાવે છે તેના ચાલુ રીવાજના રૂ૦ ૫૧) નાતમાં લેવાય છે. અને રૂ૦ ૧૫) ઘરડાના લેવાય છે. જુમલે રૂ૦ ૬૬) જે કોઈ બહાર ગામની કન્યા લાવે છે તેની પાસેથી લેવામાં આવે છે. એ નાતનો ચાલુ કરાર છે.

## કલમ ૯ મી.

## જમણુ આપવાનું બંધ તેની વીગત.

નાતમાં જમણુ આપે છે તે બંધ. અટકાવવાળાને આપે. અપંગ, આંધળા, લુલા, લંગડા તથા કોઈ નાતમાં જમવા નહિ જતું હોય તેને આપે એ સીવાય બીજાને આપે નહીં

એમ કરતા આપે તો નાતના ગુનાહમાં આવશે તે ગુનાહના રૂા. ૨૫) લેવામાં આવશે.

## કલમ ૧૦ મી.

## મૈયતની વીગત.

મૈયતના દિવસે વાવે જાય છે તે એના પાંચ સગા હોય તે જાય બીજા જાય તો નાતના ગુનાહમાં આવશે. તે ગુનાહનો રૂા. ૧ા] લેવામાં આવશે.

મૈયતના કામમાં ગૈદાં તાપીએ નાવા જાય ને નાહીને આવતી વખતે સુરાપાન કરે છે. તે કરે નહી. ને એમ કરતાં કરે તો નાતના ગુનાહમાં આવશે તે ગુનાહનો રૂા. ૧ા] લેવામાં આવશે.

મૈયતના કામમાં મોકાણુ લઇને જાય છે. તે વખતપર ઘરધણી સુરાપાન કરાવે નહી ને એમ કરતાં કરાવશે તો નાતના ગુનાહમાં આવશે તે ગુનાના રૂા. ૨] લેવામાં આવશે.

મૈયતના કામમાં બારમું કરે છે તે બંધ. તે જો ૫૦ વરસની ઉપરાંતનું હોય તો તેનો ખરચો તેરમાને દિવસે કરે ને બ્રાહ્મણુ ફેરવે તો કરે. નહિ તો કરે નહિ. ને કોઇનો વાલી વારસ ના હોય ને એકલો માણુસ હોય તેના પાછળ નાત જમાડવાનો હોય તો તે બ્રાહ્મણુ ફેરવે ને નાત જમાડે તે સિવાય જે કોઈ કરશે તો. તે નાતના ગુનાહમાં આવશે તે ગુનાહના રૂા. ૨પા] લેવામાં આવશે.

મરનારની ક્રિયા પછી બૈરાંઓ ધુપેલ ઘાલવા આવે છે તે બંધ. તેના પાંચ સગાં જાય પાંચથી વધુ બોલાવે તો નાતના ગુનાહમાં આવે તે ગુનાહનાં રૂા. ૨ા] લેવામાં આવશે.

મૈયતના બાહાર કારણામાં તેના પાંચ સગાં હોય તે જાય બીજા કોઈ જાય નહિ ને બીજા જાય તો નાતના ગુનાહમાં આવે તે ગુનાહનો રૂા. ૧ા લેવામાં આવશે.

## મૈયતની સરામણી બ્રાહ્મણ સરાવી જાય તેની વિગત.

૧. દશા સરાવે તેના ૧૦ સવાકા.
૨. અગીઆરમુ સરાવે તેના રૂા. ૩ા
૩. બારમું સરાવે તેના ૧૨ સવાકા.
૪. તેરમું સરાવે તેના ૧૩ સવાકા.
૫. મસતાનના ૧૪ સવાકા.
૬. બારમાના ઘડા ભરામણીનો રૂા. ૧]

જુમલે રૂપીઆ પા બ્રાહ્મણને આપી દેવા.

